# પુનરાવર્તન 2

## 1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :

(1) કંઠસ્થ કરેલ એક સ્થાનિક લોકગીત વર્ગખંડમાં રજૂ કરો.

(2) એકમમાં આવતા રૂઢિપ્રયોગો અને કહેવતોની યાદી તૈયાર કરો.

(3) કોઈ પણ બે કહેવત અને રૂઢિપ્રયોગના અર્થ આપી વાક્યમાં પ્રયોગ કરો.

(4) લોકસાહિત્યની વાર્તાઓનો સંગ્રહ તૈયાર કરો.

(5) ‘‘સત્યના પ્રયોગો’’ જેવી અન્ય આત્મકથાઓ મેળવી તેની યાદી બનાવો અને તેમાંથી મનપસંદ આત્મકથાંશ ટૂંકમાં લખો.

(6) કાવ્યમાં આવતા પ્રાસવાળા શબ્દો સાથે એવા જ બીજા શબ્દોની યાદી તૈયાર કરો.

(7) અઘરા લાગતા કોઈ પણ પાંચ શબ્દો શોધી શબ્દકોશનો ઉપયોગ કરી તેના અર્થો શોધો, પછી જૂથમાં ચર્ચા કરો.

## 2. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :

(1) રાજાએ જગડુશાને શા માટે તેડાવ્યા હતા ?

(2) ‘આભમાં ઝીણી ઝબૂકે વીજળી’ લોકગીતનો મુખ્ય વિચાર રજૂ કરો.

(3) દેવળિયાવાસીઓ મે’માનને કેમ મારવા દોડ્યા ?

(4) લેખકને અઢી આનાની જરૂર શા માટે પડી ?

## 3. નીચેના શબ્દોની સંધિ કરો :

કવિ + ઈન્દ્ર, મહા + અનલ, સમ + ઉલ્લાસ

## 4. નીચેના શબ્દોની સંધિ છોડો :

દેવાલય, સ્વચ્છ, પરીક્ષા

**5. નીચેનાં વાક્યોના પ્રકાર જણાવો :**

(1) વેણુ રસ્તા પર દોડ્યો.

(2) અમે ભૂખે મરી જઈએ છીએ.

(3) રાધાથી રડી પડાયું.

(4) ''અરે, મે'માનને કાંઈ રોળ્યા વગર રહેવાય ? મે'માન ક્યાંથી હાથ આવે ?''

(5) રાજાએ જગડુશાને આવકાર્યા ?

**6. નીચની વાક્યરચનાઓ ઓળખો :**

(1) રાજા પંડિતને કાગળ આપે છે.

(2) જગડુશાએ ધનના ભંડાર ગરીબો માટે ખૂલ્લા મૂકી દીધા છે.

(3) જગડુશાથી દાન અપાયું.

(4) રાજા પંડિતના હાથમાં કાગળ અપાવે છે.

**7. નીચેના શબ્દોની જોડણી ધ્યાનમાં રાખો :**

પ્રતીતિ, અસ્તિત્વ, ગ્રીનસિટી, નિશ્ચિત, વિભાજિત.

• • •